તે વેપારી પાસે બીજો ઘોડો વેચવાનો છે કે ? Has the merchant another **horse** for sale ? ( હૅઝ ધી મૂરચન્ટ અનધર હૉર્સ ફૉર સેલ ? )

તેની પાસે એક બીજો છે, પણ તે તે વેચવા માંગતો નથી. He has another, but he does not wish to sell it. ( હી હૅઝ અનધર, બટ હી ડઝ નૉટ ઉવીશ ટુ સૅલ ઈટ )

તમે લીલાંઉમાંથી નવો ઘોડો ખરીદયો કે ? Did you buy a new horse from the auction sale ? ( ડીડ યુ બાય એ ન્યુ હૉર્સ ફ્રૉમ ધી ઑકશન સેલ ? )

એક નહીં, પણ મેં બે નવા ઘોડા ખરીદયા છે. Not one, but I have bought two new horses. ( નૉટ વન, બટ આય હૅવ બૉટ ટૂ ન્યુ હૉર્સીસ )

તમે આજે શું ખરીદયું ? What have you bought to-day ? ( ઉવૉટ હૅવ યુ બૉટ ટુ-ડે ? )

મેં બે સરસ ઘોડા અને એક ગાડી ખરીદી. I have bought two fine horses and a carriage. ( આઈ હૅવ બૉટ ટૂ ફાઇન હૉર્સીસ ઍન્ડ એ કૅરેજ

તમે તમારા ભાઇને કહેશો કે તેનો ઘોડો મને વેચે ? Will you ask your brother to sell me his horse ? ( ઉવીલ યુ આસ્ક યૉર બ્રધર ટુ સૅલ મી હીઝ હૉર્સ ? )

હું તેને તે તમને વેચવા કહીશ; પણ હું નહીં ધારતો કે તે તમને આપશે. I will ask him to sell it to you, but I don't think he will do so. ( આઈ ઉવીલ આસ્ક હીમ ટુ સૅલ ઇટ ટુ યુ બટ આઈ ડોન્ટ થીંક હી ઉવીલ ડુ સો )

તમે મારો ઘોડો કેમ નહીં ખરીદતા ? Why don't you buy my horse ? ( ઉવાહૅ ડોન્ટ યુ બાય માઈ હૉર્સ ? )

હું તે ખરીદી શકતો નથી; કારણ તમને તેનાં પંદરશો રૂપીયા જોઈએ છે.
I cannot buy it, because you want fifteen hundred rupees for it. ( આઈ કૅનનૉટ બાઈ ઈટ, બીકૉઝ યુ ઉવૉન્ટ ફીફ્ટીન હન્ડ્રેડ રૂપીઝ ફૉર ઇટ )

તમે ગાડી ખરીદવાને બદલે ઘોડો ખરીદો છો કે? Do you buy a carriage instead of buying a horse? ( ડુ યુ બાઇ એ કૅરેજ ઇન્સ્ટેડ ઑફ બાઇંગ એ હૉર્સ ? )

નહીં, સાહેબ, હું ગાડી ખરીદતો નથી, પણ હું અમથો તેની કીંમત પુછું છું. No, sir, I am not going to buy the carriage, but I simply ask its value. ( નો, સર, આઇ ઍમ નૉટ ગોઇંગ ટુ બાઈ ધી કૅરેજ, બટ આઈ સીમ્પલી આસ્ક ઇટ્સ વૅલ્યુ )

આજે તમે ચોખાની કેટલી ગુણો વેચી છે? How many bags of rice have you sold to-day.? ( હાઉ મૅની બૅગ્ઝ ઑફ રાઇસ હૅવ યુ સોલ્ડ ટુ-ડે ? )

મેં ચોખાની વીશ ગુણ અને ઘઉંની છ ગુણ વેચી છે. I have sold twenty bags of rice and six bags of wheat. ( આઈ હૅવ સોલ્ડ ટુવૅન્ટી બૅગ્સ ઑફ રાઇસ ઍન્ડ સીક્સ બૅગ્સ ઑફ ઉવીહીટ )

હું પણ થોડી ગુણ ખરીદવા માંગું છું. I also wish to buy a few bags. ( આઇ ઑલ્સો ઉવીશ ટુ બાઇ એ ફ્યુ બૅગ્સ )

તમને રોકડેથી ખરીદવાને પરવડશે? Will it suit you to buy for cash? ( ઉવીલ ઇટ સુટ યુ ટુ બાઈ ફૉર કૅશ ? )

હું હમેશાં રોકડા પૈસા આપુછું. I always pay ready money. ( આઈ ઑલઉવેઝ પે રૅડી મની )

જો રોકડા પૈસા આપશો તો તે તમને કાંઇ ઓછું કરશે. If you make a cash payment he will charge you a little less. ( ઇફ યુ મેક એ કૅશ પેમૅન્ટ હી ઉવીલ ચાર્જ યુ એ લીટલ લૅસ )

તે વેપારી ઉધાર આપે છે કે? Does that merchant sell on credit? (ડઝ ધૅટ મરચન્ટ સૅલ ઑન ક્રૅડીટ ?)

તે ઉધાર આપતો નથી. He does not deal on credit. (હી ડઝ નૉટ ડીલ ઑન ક્રૅડીટ)

તેણે તે તુમને ઉધાર આપ્યું કે? Has he sold it to you on credit? (હૅઝ હી સોલ્ડ ઈટ ટુ યુ ઑન ક્રૅડીત ?)

નહીં, તેણે મને તે રોકડેથી વેચ્યું છે. No, he has sold it to me for cash. (નો, હી હૅઝ સોલ્ડ ઈટ ટુ મી ફૉર કૅશ)

તમે મારી વખારમાં ગયા હતા કે? Had you been to my go-downs? (હૅડ યુ બીન ટુ માઇ ગોડાઉન્સ ?)

હા, પણ તે બંધ હતી. Yes, but it was locked. (યસ, બટ ઈટ ઉવૉઝ લૉકડ)

તમે ત્યાં ક્યારે ગયા હતા? When had you been there? (ઉવ્હૅન હૅડ યુ બીન ધેર ?)

હું આજે સવારનાં ત્યાં ગયો હતો. I had been there this morning. (આઈ હૅડ બીન ધેર ધિસ મૉર્નીંગ)

તમારો બંદરમાં ક્યારે જવાનો વીચાર છે? When do you intend to go to the bunder? (ઉવ્હૅન ડુ યુ ઈનટૅન્ડ ટુ ગો ટુ ધી બન્દર ?)

મારો ત્યાં આજે સાંજના સાડાચાર વાગતે જવાનો વીચાર છે. I intend to go there this evening at half past four. (આઇ ઇનટૅન્ડ ટુ ગો ધેર ધિસ ઇવનીંગ ઍટ હાફ પાસ્ત ફોર)

તમે બજારમાંથી કેટલે વાગતે પાછા આવો છો? At what time do you return from the market? (ઍટ ઉવૉટ ટાઈમ ડુ યુ રીતર્ન ફ્રૅામ ધી મારકેટ ?)

હું ત્યાંથી બાર વાગતે પાછો આવું છું, અને બે વાગતે જાઉં છું. I return from it at twelve o'clock; and go back at two o'clock. ( આઇ રીતર્ન ફ્રૉમ ઈટ ઍટ ટુવૅલ્વ ઓ'કલૉક ઍન્ડ ગો બૅક ઍટ ટૂ ઓ'કલૉક )

આ દુકાન તમારી પોતાની છે કે એમાં કોઈ ભાગીદાર છે? Is this shop your own, or is there any partner in it? ( ઈઝ ધિસ શૉપ યૉર ઓન, ઑર ઇઝ ધૅર ઍની પાર્ટનર ઇન ઇટ ? )

તે મારી પોતાની છે, મારો કોઇ ભાગ્યો નથી. It is my own, I have no partner. ( ઇટ ઈઝ માઇ ઓન, આઇ હૅવ નો પાર્ટનર )

અલ્યા ! તમારાં શેઠાંણી કયાં છે ? I say ! where is your mistress. ( આઇ સે ! હ્વેર ઇઝ યૉર મીસ્ત્રૅસ ? )

મારી શેઠાંણી નથી પણ શેઠ છે. I have no mistress, but master. ( આઇ હૅવ નો મીસ્ત્રૅસ, બટ માસ્તર )

અરે ! રૂશતમજી, તમે શું ખરીદો છો ? 'Halloo ! Rustomjee what are you buying ? ( હલો ! રૂસ્તમજી હ્વૉટ આર યુ બાઇંગ ?)

હું મારા છોકરાંઓ સારૂ થોડાં રમકડાં ખરીદું છું. I am buying some toys for my children. ( આઈ ઍમ બાઇંગ સમ ટૉયઝ ફૉર માઇ ચીલ્ડ્રન )

હવે તમે ઘણું લીધું છે, ઘેર ચાલો. Now you have taken enough, let us go home. ( નાઉ યુ હૅવ ટેકન ઈનફ, લૅટ અસ ગો હોમ )

જરા સબર કરો, હું બીજું કાંઇ લેવાનું ભુલી ગયો છું. Wait a while, I have forgot to buy something else. ( ઉવેટ એ ઉવાહીલ, આઇ હૅવ ફરગૉટ ટુ બાઇ સમથીંગ ઍલ્સ )

તમારી પાસે કાંઇ સારી કાફી છે? Have you any good coffee? (હૅવ યુ ઍની ગુડ કૉફી?).

મારી પાસે સારી કાફી નથી, પણ સારી ચાહ છે. I have not good coffee, but good tea. (આઈ હૅવ નૉટ ગુડ કૉફી, બટ ગુડ ટી)

તે ઈટાલ્યન પાસે શું છે? What has the Italian got? (ઉવૉટ હૅઝ ધી ઈટાલ્યન ગૉટ?)

તેની પાસે સુંદર છબીઓ વેચવાની છે. He has some beautiful pictures for sale. (હી હૅઝ સમ બ્યુટીફુલ પીક્ચર્સ ફૉર સેલ.)

તે મોચી પાસે બીજાં બૂટ નથી કે? Has not the shoe-maker got any other pair of boots? (હૅઝ નૉટ ધી શુ-મેકર ગૉટ ઍની અધર પૅર ઑફ બૂટ્સ?)

તેની પાસે બીજાં નથી, એજ છે He has no other but this. (હી હૅઝ નો અધર બટ ધિસ)

તે માણસ આ છબી ખરીદવા માંગે છે કે પેલી? Does the man wish to buy this picture or that? (ડઝ ધી મેન ઉવીશ ટુ બાઈ ધિસ પીક્ચર ઑર ધૅટ?)

તે કોઈબી ખરીદશે નહીં. He will buy neither. (હી ઉવીલ બાઇ નીધર)

મેં જી. ને જે વસ્તુઓ લાવવાં કહી હતી તે તે લાવ્યો કે? Has G. brought the things I asked for? (હૅઝ જી. બ્રૉટ ધી થીંગ્ઝ આઈ આસ્કડ ફૉર?)

તે કહે છે કે તે તે હજી લાવ્યો નથી. He says that he has not yet brought them. (હી સેઝ ધૅટ હી હૅઝ નૉટ યટ બ્રૉટ ધૅમ)

મેં તેને જે કરવા કહયું તે તેણે શું કામ કીધું નહીં? Why has he not done what I told him to do? (ઉવાહૅ હૅઝ હી નૉટ ડન ઉવૉટ આઇ તોલ્ડ હીમ ટુ ડુ?)

તે પેલા કાપડયાની દુકાને ગયો હતો, પણ આખો દહાડો તે દુકાન બંધ હતી. He had been to the draper's shop, but it was shut up the whole day. (હી હૅદ બીન ટુ ધી ડ્રેપર્સ શૉપ, બટ ઈટ વૉઝ શટ અપ ધી હોલ ડે)

મને એક માણસ મારી દુકાનમાં રાખવા જોઇએ છે, તમે મને કોઇની ભલામણ કરી શકશો? I want a man to attend my shop, can you recommend me one? (આઇ ઉવૉન્ટ એ મૅન ટુ ઍટેન્ડ માઇ શૉપ, કૅન યુ રૅકમૅન્ડ મી વન?)

કાલે હું એક છોકરાને મોકલીશ જે ઘણો હુશીઆર છે. To-morrow I will send you a boy who is very sharp. (ટુ મૉરો આઇ ઉવીલ સૅન્ડ યુ એ બૉય હુ ઇઝ વૅરી શાર્પ)

## પેઢી તથા દુકાનદારીને લગતા વાકયો.

ગણવું. To count. (ટુ કાઉન્ટ)

તપાસવો (હિસાબ) To balance. (ટુ બૅલૅન્સ)

" " To audit. (ટુ ઑડીટ)

લેવડદેવડ. Account. (ઍકાઉન્ટ)

ચુકાબાકી. Settlement. (સૅટલમૅન્ટ)

સબુર કરવું. To wait. (ટુ ઉવેટ)

પરચુટણ ખરચ. Petty expenses (પૅટી ઍકસપૅન્સીસ)

પરચુટણ ખરચ. Sundry charges. (સનડ્રી ચારજીસ)

સોદો. Bargain. (બારગેન)

સોદો કરવો. To strike a bargain. (ટુ સ્ત્રાઇક એ બારગેન)

કમાવું. To earn. (ટુ અર્ન)

ખોટ ખાવી. To suffer loss. (ટુ સફર લૉસ)

ખર્ચી જવું. To be consumed. (ટુ બી કન્ઝયુમ્ડ)

જગાત. Duty. (ડયુટી)

દલાલ. Broker (બ્રોકર)

સલામ. Compliments. (કૉમ્પલીમૅન્ટસ)

જાહેર ખબર. Advertisement. (ઍડવરટાઈઝમૅન્ટ)

આડતીઓ. Agent. (એજન્ટ)

કરાર. Agreement. (ઍગ્રીમૅન્ટ)
દસ્તુરી. Commission. (કમીશન)
" Allowance. (અલાવન્સ)
પંચાંગ. Almanac. (ઍલ્મૅનૅક)
ભાડું. Rent. ( રૅન્ટ )
માલ. Cargo. ( કારગો )
નુકસાન. Damage ( ડૅમેજ )
વટાવ. Discount. ( ડીસ્કાઉન્ટ )
માલનું ભરતીયું. Invoice. ( ઈન્વૉઈસ )
ગફલતી. Neglect. ( નિગ્લૅક્ટ )
માફ માંગવી. To beg pardon. ( ટુ બૅગ પાર્ડન )
ભાગ્યો. Partner. ( પાર્ટનર )
પોહોંચ. Receipt. ( રીસીટ )
આવતે પરમ દહાડે. The day after to-morrow. ( ધી ડે આફ્તર ટુ-મૉરો )
બાકી. Balance. ( બૅલૅન્સ )
જમે કરવું. To credit. (ટુ ક્રૅડીટ)
રજા. Permission. ( પરમીશન )
સહી. Signature ( સીગ્નેચર )
દલાલી. Brokerage. ( બ્રોકરેજ )
બોજો. Burden. ( બરડન )
ગણત્રી. Calculation. ( કૅલ્કયુલેશન )
વેહેવાર. Correspondence. ( કૉરૅસપૉન્ડન્સ )
માયા. Regard. ( રીગાર્ડ )
ખબર આપવી. To report. ( ટુ રીપૉર્ટ )
પાયો. Foundation. (ફાઉન્ડેશન)
દલગીર થવું. To regret. ( ટુ રીગ્રૅટ )
માથે લેવું. To undertake. ( ટુ અન્ડરટેક )
જોખમ થવો. To incur risk. ( ટુ ઈન્કર રીસ્ક )
બદલી. Substitute. (સબ્સટીટ્યુત)
નોકરી. Vacancy. ( વેકન્સી )
અપાએ નહીં. Cannot afford. ( કૅનનૉટ ઍફૉર્ડ )
ઢીલ. Delay. ( ડીલે )
અદેખાઈ કરવી. To grudge. ( ટુ ગ્રજ )
ચલાવવું. To manage. ( ટુ મૅનેજ )
કામ. Affairs. ( અફૅર્સ )
સત્તાઆપી. Authorized. ( ઑથૉરાઈઝડ )
નાનો. Junior. ( જુન્યર )
બસ નહીં થવું. To be insufficient. ( ટુ બી ઈનસફીશન્ટ )

પુરી પાડવી. To supply (ટુ સપ્લાઇ)
પેગામ. Message. (મૅસેજ)
પોહોંચાડવો. To deliver. (ટુ દીલીવર)
તરજુમો કરવો. To translate. (ટુ ટ્રાન્સલેટ)
ધીરજ. Patience. (પેશન્સ)
પગાર. Wages. (ઉવેજીઝ)
બજાવવું. To execute. (ટુ ઍકસીક્યુટ)
જલદી. Immediately. (ઈમીજીએટલી)
હરકત કરવી. To interrupt. (ટુ ઈન્ટરપ્ટ)
આપઘાટ. Suicide. (સુઈસાઇડ)
મરનાર. Deceased. (દીસીસ્ડ)
ખબર. Report. (રીપૉર્ટ)
દીવાળું કાઢયું. Failed. (ફેલ્ડ)
સંતોષ પામ્યો. Satisfied. (સૅતીસ્ફાઈડ)
લાયક થવું. To deserve. (ટુ દીઝર્વ)
ભલામણ. Recommendation. (રૅકમૅન્ડેશન)
મુરખ. Stupid. (સ્ટુપીડ)
માંગનાર. Creditor. (ક્રૅદીતર)
હુશીઆર. Clever. (કલેવર)
સાલગરેહ. Birthday. (બર્થડે)
હુંડી. Bill of exchange. (બિલ ઑફ ઍકસચેન્જ)
પાકવું. To be due. (ટુ બી ડ્યુ)

સોરાબજી, તમે તે પૈસા ગણ્યા કે? Sorabjee, have you counted the money? (સૅારાબજી, હૅવ યુ કાઉન્ટેડ ધી મની?)

નહીં, મેં તે હજી ગણ્યા નથી. No, I have not yet counted them. (નો, આઇ હૅવ નૅાટ યટ કાઉન્ટેડ ધૅમ)

એ પૈસા હું કયાં રાખું? Where shall I keep this money? (ઉવ્હૅર શૅલ આઇ કીપ ધિસ મની?)

તે પૈસા તમારી પાસે રાખો. Keep the money with you. (કીપ ધી મની ઉવીથ યુ)

તમારો હિસાબ તપાસો. Balance your account. (બૅલૅન્સ યૅાર ઍકાઉન્ટ)

રોકડ અને નોટ મળી મારી પાસે હજાર રૂપીયા છે. I have a thousand rupees in cash and notes. ( આઇ હૅવ એ થાઉઝન્ડ રૂપીઝ ઇન કૅશ ઍન્ડ નોટ્સ )

તમારો હિસાબ કોણ તપાસશે ? Who will audit your account ? ( હુ ઉવીલ ઑડીત યૉર ઍકાઉન્ટ ? )

શેઠ રૂસ્તમજી. Mr. Rustomjee. ( મી૦ રૂસ્તમજી )

તમારો હીસાબ બરોબર રાખજો. Keep your account clear. ( કીપ યૉર ઍકાઉન્ટ ક્લીયર )

ઘણું સારૂં, સાહેબ. Very well, sir. ( વૅરી ઉવૅલ, સર )

તમને તેની સાથે કાંઈ લેવડદેવડ છે ? Have you an account with him ? ( હૅવ યુ ઍન ઍકાઉન્ટ ઉવીથ હીમ ? )

હા, લાંબો વખત થયો. Yes, long since. ( યસ, લૉંગ સિન્સ )

તે હિસાબ ચુકાબાકી કરવા માંગે છે. He wants a settlement of the account. (હી ઉવૉન્ટસ એ સૅટલમૅન્ટ ઑફ ધી ઍકાઉન્ટ)

હમણાં નહીં, તેને કહો કે થોડા દહાડા સબુર કરે. Not now, tell him to wait a few days. ( નૉટ નાઉ, ટૅલ હીમ ટુ ઉવેટ એ ફ્યુ ડેઝ )

મીટીંગ ક્યારે ભરાશે ? When will the meeting be held ? ( ઉવ્હૅન ઉવીલ ધી મીતીંગ બી હૅલ્દ ? )

આવતી કાલે બપોરનાં મીટીંગ ભરાશે. The meeting will be held to-morrow afternoon. ( ધી મીતીંગ ઉવીલ બી હૅલ્દ ટુ-મૉરો આફતરનુન )

પરચુટણ ખરચનો હીસાબ ક્યાં છે ? Where is the account of petty expenses ? ( ઉવ્હૅર ઇઝ ધી ઍકાઉન્ટ ઑફ પૅટી ઍક્સપૅન્સીસ ? )

આ રહયો, સાહેબ. Here it is, sir. ( હીઅર ઇટ ઇઝ, સર )

તે હીસાબ ક્યારથી છે? From when is this account? ( ફ્રૉમ ઉવ્હૅન ઇઝ ધિસ ઍકાઉન્ટ ? )

એ હીસાબ જાનેવારીની પેહલીથી તે તીસમી જુન સુધી, છે. The account is from the first of January to the thirtieth of June. ( ધી ઍકાઉન્ટ ઇઝ ફ્રૉમ ધી ફ્ર્સ્ટ ઑફ જૅન્યુઅૅરી ટુ ધી થર્ટીઍથ ઑફ જુન )

કેમ હોરમજી શેઠ, તમે આજે કાંઈ સોદો કીધો કે? Well Mr. Hormusjee, did you strike any bargain to day? ( ઉવૅલ મી૦ હૉરમશજી, દીદ યુ સ્ટ્રાઇક ઍની બારગેન ટુ-ડે ? )

નહીં, બીલકુલ નહીં; બજાર ઘણું મજબુત છે. No, not at all, the market is very strong. ( નો, નૉટ ઍટ ઑલ, ધી માર્કેટ ઇઝ વૅરી સ્ટ્રૉંગ )

તમે જાણો છો કે સ્ટીમર "આલમેરા" કયારે ઉપડે છે? Do you know when the steamer "Almaira" starts? ( ડુ યુ નો ઉવ્હૅન ધી સ્તીમર "આલમેરા" સ્તાર્ટસ ? )

હા, કાલે સવારના સાત વાગતે. Yes, to-morrow morning at seven o'clock. ( યસ, ટુ-મૉરો મૉર્નીંગ ઍટ સૅવન ઓ'ક્લૉક )

તમે તે વેપારમાં શું કમાયા? What did you earn in that business? ( ઉવૅાટ દીડ યુ અર્ન ઇન ધૅટ બીઝનેસ ? )

આ વખતે ખોટ આવે એમ મને લાગે છે. It seems to me that I shall suffer loss this time. ( ઇટ સીમ્સ ટુ મી ધૅટ આઇ શૅલ સફર લૉસ ધિસ ટાઇમ )

તમે મને તે માલ કેમ મોકલ્યો નહીં? Why did you not send me the goods? (ઉવ્હાઇ ડીડ યુ નૉટ સૅન્ડ મી ધી ગુડ્ઝ ? )

માલ બધો ખપી ગયો હતો. The stock was all consumed. ( ધી સ્તૉક ઉવૉઝ ઑલ કન્ઝ્યુમ્ડ )

શું આ માલની જગાત પુડેછે? Do these articles require duty to b3 paid? (ડુ ધીઝ આર્ટીકલ્સ રીક્વાયર ડ્યુટી ટુ બી પેડ?)

હાસ્તો. Of course (ઑફ કોર્સ)

રાંમજી, તમે જાંણો છો આપણો દલાલ ક્યાં રહેછે? Ramjee, do you know where our broker resides? (રાંમજી, ડુ યુ નો ઉવ્હેર અવર બ્રોકર રીઝાઈડસ?)

નહીં સાહેબ,' હું નથી જાણુતો પણ તે માંડવી ઉપર રહેતો હશે. No, sir, I do not know, but he might be residing at Mandvi. (નો, સર, આઈ ડુ નૉટ નો, બટ હી માઇટ બી રીઝાઇડીંગ ઍટ માંડવી)

તેને મારી સલાંમ કહીને આ ચીઠી આપો. Give him this note with my best compliments. (ગીવ હીમ ધિસ નોટ ઉવીથ માઈ બૅસ્ત કૅામ્પલીમૅન્ટસ)

ઘણું સારૂં, સાહેબ. All right, sir. (ઑલ રાઇટ, સર.)

તમે ક્યા છાપામાં તે જાહેર ખબર જોઇ? In what paper did you see the advertisement? (ઇન ઉવૅાટ પેપર દીડ યુ સી ધી ઍડવરટાઇઝમૅન્ટ?)

મેં ગઇ કાલનાં જાંમે જમશેદમાં તે જાહેર ખબર વાંચી. I read the advertisement in yesterday's issue of the Jame-Jamshed. (આઈ રૅડ ધી ઍડવરતાઇઝમેન્ટ ઇન યસ્તરડેઝ ઇસ્યુ ઑફ ધી જામે જમશેદ.)

તમે જાણો છો કે તેનો આડતીઓ કોણ છે? Do you know who his agent is? (ડુ યુ નો હુ હીઝ એજન્ટ ઇઝ?)

હા, મી૦ પોસ્તવાલા. Yes, Mr. Postwalla. (યસ, મી૦ પોસ્તવાલા)

તમે તેની સાથે શું કરાર કીધો છે? What agreement have you made with him? (ઉવૅાટ ઍગ્રીમૅન્ટ હૅવ યુ મેદ ઉવીથ હીમ?)

કાંઇભી નહીં. None at all. ( નન ઍટ ઑલ )
તેણે તમને કાંઇ દસ્તુરી આપી કે? Did he give you any commission? ( ડીડ હી ગીવ યુ ઍની કમીશન? )
હા, તેણે મને દશ રૂપીઆ દસ્તુરી આપી. Yes, he gave me ten rupees commission. ( યસ, હી ગેવ મી ટૅન રૂપીઝ કમીશન )
તમારી પાસે આએ સાલનું પંચાંગ છે? Have you got this year's almanac? ( હૅવ યુ ગૅાટ ધિસ ઇયર્સ ઍલમૅનૅક )
હા, આ રહ્યું. Yes, here it is. ( યસ, હીયરે ઇટ ઇઝ )
મને ગયા માસનું ભાડું આપશો? Will you pay me the rent for the last month? ( ઉવીલ યુ પે મી ધી રૅન્ટ ફૉર ધી લાસ્ત મન્થ? )
કાલે આવજો, મારો મેહેતો ગેરહાજર છે. Come to-morrow, my clerk is absent. ( કમ ટુ-મૉરો, માઇ કલાર્ક ઇઝ ઍબ્સન્ટ )
મારે ઘણું કરજ છે, તમે મને કાંઈ મુદત આપશો? I am very much in debt, will you give me some time? ( આઇ ઍમ વૅરી મચ ઇન ડૅટ, ઉવીલ યુ ગીવ મી સમ ટાઇમ? )
હું તમને ત્રણ મહીનાની મુદત આપીશ. I shall give you three month's credit. ( આઇ શૅલ ગીવ યુ થ્રી મન્થ્સ ક્રૅડીત )
પેશતનજી, શું તે માલને કાંઈ નુકશાન થયું છે? Mr. Pestonjee. has the cargo received any damage? ( મીο પેસ્તનજી, હૅઝ ધી કાર્ગો રીસીવ્ડ ઍની ડૅમેજ? )
કાંઇ નહીં, કોણ કહે છે? Not at all, who says so? ( નૉટ ઍટ ઑલ, હુ સેઝ સો )
એનાં કાગળની તારીખ કેટલાંમી છે? What date does his letter bear? ( ઉવૉટ દેત ડઝ હીઝ લૅટર બૅર? )

સતાવીશમી જુન. The twenty seventh of June. (ધી ટ્વૅન્ટી સૅવન્થ ઑફ જુન ).

તમને શું વટાવ મળ્યો ? What discount did you get ? (વ્હૉટ ડીસ્કાઉન્ટ ડીડ યુ ગૅટ ? )

ફક્ત ચાર આના. Only four annas. (ઑન્લી ફોર ઍનાઝ )

આએ માલનું ભરતીયું ક્યાં છે ? Where is the invoice of these goods ? (હ્વેર ઇઝ ધી ઇન્વૉઇસ ઑફ ધીઝ ગુડઝ ? )

મેં તે તેઓને મોકલી આપ્યું છે. I have sent it to them. (આઇ હૅવ સૅન્ટ ઇટ ટુ ધૅમ )

જે કાગળ તમારૂં હોય તેની ઉપર નીશાની કરો. Make a mark on the paper that is yours. (મેક આ માર્ક ઑન ધી પેપર ધૅટ ઇઝ યૉર્સ )

મેં આગળથી નીશાની કીધી છે. I have marked it already. (આઇ હૅવ માર્કડ ઇટ ઑલરૅડી )

આએ તમારી ગફલતીથી થયું છે. This is owing to your neglect. (ધિસ ઇઝ ઓઇંગ ટુ યૉર નિગ્લૅક્ટ )

હા, સાહેબ, હું માફ માંગુંછું. Yes, sir, I beg your parden. (યસ, સર, આઇ બૅગ યૉર પાર્ડન )

સાહેબ, તમારી ફરમાસ શું છે ? Sir, what are your orders ? (સર, હ્વૉટ આર યૉર ઑર્ડર્સ ? )

બેસો, મારે તમને કાંઇ કામ આપવું છે. Sit down, I have to give you some work. (સીટ ડાઉન, આઇ હૅવ ટુ ગીવ યુ સમ વર્ક )

તમે જાણો છો, તેનો તે ધંધામાં કાંઈ ભાગ છે ? Do you know, whether he has any part in that business ? (ડુ યુ નો, હ્વૅધર હી હૅઝ ઍની પાર્ટ ઇન ધૅટ બિઝનૅસ ? )

હા, તે ધંધામાં એ ભાગ્યો છે. Yes, he is a partner in that business. (યસ, હી ઇઝ એ પાર્ટનર ઇન ધૅટ બિઝનૅસ )

તે નાણાંની મને પહોંચ આપો. Give me a receipt for the money. ( ગીવ મી એ રીસીટ ફૉર ધી મની )

બેસો, હમણાં હું તે તમને આપું છું. Sit down, I am just giving it to you. ( સીટ દાઉન, આઇ ઍમ જસ્ત ગીવીંગ ઇટ ટુ યુ )

તમે પેસતનજી શેઠ પાસે ઉઘરાણીને સારૂ ગયા હતા? Had you been to Mr. Pestonjee to ask for payment? ( હૅદ યુ બીન ટુ મીઽ પેસ્તનજી ટુ આસ્ક ફૉર પેમૅન્ટ ? )

હા, તેણે પરમ દહાડે આપવાનો વાયદો કીધો છે. Yes, he has promised to pay the day after to-morrow. ( યસ, હી હૅઝ પ્રૉમીસ્દ ટુ પે ધી ડે આફ્તર ટુ-મૉરો )

તમે બાકી કયારે આપશો? When will you pay the balance? ( ઉવ્હૅન ઉવીલ યુ પે ધી બૅલૅન્સ? )

આ સો રૂપીઆ મેહેરબાંની કરી મારે ખાતે જમે કરશો? Will you please credit me with these one hundred rupees in my account? ( ઉવીલ યુ પ્લીઝ ક્રૅદીટ મી ઉવીથ ધીઝ વન હંડ્રેડ રૂપીઝ ઇન માઇ ઍકાઉન્ટ ? )

હા, મને આપો, સાહેબ. Yes, give me, sir. ( યસ, ગીવ મી, સર )

તમે મને આ ચેકના પૈસા આપશો? Will you pay me the amount of this cheque? ( ઉવીલ યુ પે મી ધી ઍમાઉન્ટ ઑફ ધિસ ચૅક ? )

નહીં, મેહેરબાંની કરીને પેલા ગ્રહસ્થ પાસે જાઓ. No, kindly go to that gentleman. ( નો, કાંઇન્ડલી ગો ટુ ધૅટ જૅન્ટલમૅન )

પેશતનજી, તમને રજા મલી કે? Mr. Pestonjee, are you granted leave? ( મીસ્તર પેસ્તનજી, આર યુ ગ્રાનટેડ લીવ ? )

હા, મને એક મહીનો જઈ આવવાની રજા મલી છે. Yes, I have been granted one month's leave. ( યસ, આઇ હૅવ બીન ગ્રાનટેડ વન મન્થસ લીવ )

આએ કોણુની શહી કીધેલી છે ? Whose signature is this? ( હુઝ સિગ્નેચર ઇઝ ધિસ ? )

હોરમસજી શેઠની. Mr. Hormusjee's. ( મી૦ હોરમસજીઝ )

આએ કાગળ ક્યાંથી આવ્યો ? Where did this letter come from ? ( ઉવ્હૅર દીડ ધિસ લૅટર કમ ફ્રૉમ ? )

હું નહીં જાણુતો, એ કાગળને છાપ નથી. I don't know, it bears no stamp. ( આઈ ડોન્ટ નો, ઈટ બૅર્સ નો સ્ટૅમ્પ )

તમે રજા વગર અંદર કેમ આવ્યા ? Why did you come in without permission ? ( ઉવાહૅ ડીડ યુ કમ ઇન ઉવીધાઉટ પરમીશન ? )

અરે ! મને માફ કરો, મને ખબર નહીં. Oh ! I beg your pardon, I did not know. ( ઓહ ! આઇ બૅગ યૅાર પાર્ડન, આઈ દીડ નૅાટ નો )

આપણા હીસાબની બાકી શું છે ? What is the balance of our account ? ( ઉવૅાટ ઇઝ ધી બૅલૅન્સ ઑફ અવર ઍકાઉન્ટ ? )

એકશો પચીસ રૂપીયા ને આંઠ આનાં. One hundred and twenty five rupees and eight annas. ( વન હન્ડ્રેડ ઍન્ડ ટ્વૅન્ટી ફાઇવ રૂપીઝ ઍન્ડ એઈટ ઍનાઝ )

દલાલી શું થશે ? How much will the brokerage amount to ? ( હાઉ મચ ઉવીલ ધી બ્રોકરેજ ઍમાઉન્ટ ટુ ? )

આશરે ચાલીશ રૂપીયા. About forty rupees. ( અબાઉટ ફૉર્ટી રૂપીઝ )

આ કામ કોણુ કરે છે ? Who does this work ? ( હુ દઝ ધિસ ઉવર્ક ? )

સંઘો બોજો મારી ઉપર પડે છે. The whole burden rests upon me. ( ધી હોલ બરદન રૅસ્તસ અપૉન મી )

તમારો શેઠ ભલું માણુસ છે કે ? Is your master a good man ? ( ઈઝ યૉર માસ્તર એ ગુડ મૅન ? )

હા, તે માયાળુ શેઠ છે. Yes, he is a kind master. ( યસ, હી ઇઝ એ કાંઈન્દ માસ્તર )

બધો ખરચ શું થશે તેનો તમે હીસાબ કાઢયો છે ? Have you calculated the total cost ? ( હૅવ યુ કૅલ્કયુલેટેડ ધી ટોટલ કૉસ્ત ? )

હા, સાહેબ, એકશો ચાલીશ રૂપીયા. Yes, sir, it amounts to one hundred and forty rupees. ( યસ, સર, ઇટ ઍમાઉન્ટસ ટુ વન હન્ડ્રેડ ઍન્ડ ફૉર્ટી રૂપીઝ )

તમે તેની સાથે કાંઇ કાગળપત્રનો વહેવાર રાખો છો ? Do you keep any correspondence with him ? ( ડુ યુ કીપ ઍની કૉરસ્પૉન્ડન્સ ઉવીથ હીમ ? )

હમણાં અમારો કાગળપત્રનો વહેવાર બંધ થયો છે. Our correspondence has now ceased. ( અવર કૉરસ્પૉન્ડન્સ હૅઝ નાઉ સીઝ્ડ )

મેહેરબાંની કરી સાંમજી ઉપર માયા રાખજો. Please keep regard on Samjee ( પ્લીઝ કીપ રીગાર્ડ ઑન સાંમજી )

હું તેની ઉપર ઘણી માયા રાખું છું. I bear him very great regard. ( આઇ બૅર હીમ વૅરી ગ્રેટ રીગાર્ડ. )

તમે તે વિષે કોઇને ખબર આપી છે કે ? Have you reported the matter to anybody ? ( હૅવ યુ રીપૉર્ટેડ ધી મૅટર ટુ ઍનીબૉદી ? )

હા, મેં તે વીશે મીસ્તર બી. ને ખબર આપી છે. Yes, I have reported it to Mr. B. ( યસ, આઈ હૅવ રીપૉર્ટેડ ઇટ ટુ મીસ્તર બી. )

આ ખબર વગર પાયાની છે. This report is without foundation. ( ધિસ રીપૉર્ટ ઇઝ ઉવીધાઉટ ફાઉન્ડેશન )

નહીં, સાહેબ, તે ખરી છે. No, sir, it is not without foundation. ( નો, સર ઇટ ઇઝ નૉટ ઉવીધાઉટ ફાઉન્ડેશન )

આએ ખબર તમને ક્યાંથી મલી ? Whence did you get this information ? ( ઉવ્હેન્સ ડીડ યુ ગૅટ ધિસ ઈન્ફરમેશન ? )

જૉન્સન સાહેબની પેઢીમાંથી. From Messrs. Johnson & Co's office. ( ફ્રૉમ મૅશર્સ જૉન્સન ઍન્ડ કમ્પનીઝ ઑફીસ. )

હું તે કામ માંથે લેઉં ? May I undertake that work ? ( મે આઈ અન્ડરટેક ધૅટ ઉવર્ક ? )

હા, તમને કાંઈ જોખમ થશે નહીં. Yes, you will incur no risk. ( યસ, યુ ઉવીલ ઇન્કર નો રીસ્ક )

તમે તેની નોકરીમાં કેટલું થયું છો ? How long have you been in his service ? (હાઉ લૉન્ગ હૅવ યુ બીન ઈન હીઝ સરવીસ ?)

હું તેની નોકરીમાં પાંચ વરસ થયાં છું. I have been in his service for five years. ( આઇ હૅવ બીન ઇન હીઝ સરવીસ ફૉર ફાઈવ યીયર્સ )

હું તમને તે જગ્યા આપીશ. I will give you that post. (આઇ ઉવીલ ગીવ યુ ધૅટ પોસ્ત )

તે માટે હું તમારો ઘણો મોટો આભાર માનું છું. I thank you very much for that. ( આઇ થૅન્ક યુ વૅરી મચ ફૉર ધૅટ )

શું તેને પોતાની બદલી કોઈને રાખ્યો છે ? Has he kept a substitute ? ( હૅઝ હી કૅપ્ત એ સબ્સટીટ્યુટ ? )

હા, એક હીંન્દુને. Yes, a Hindoo. ( યસ, એ હીંન્દુ )

તેની જગ્યા ઉપર કોણ આવનાર છે ? Who is to be his successor ? ( હુ ઇઝ ટુ બી હીઝ સકસૅસર ? )

વીલાયતથી એક સાહેબ. An Englishman from London. (ઍન ઇંગ્લિશમૅન ફ્રૉમ લંડન )
તે તમને કાંઇ મદદ આપે છે કે નહીં? Does he help you in any way? (ડઝ હી હેલ્પ યુ ઇન ઍની ઉવે ?)
તે મને કાંઈ મદદ આપતો નથી He gives me no help. (હી ગીવ્ઝ મી નો હેલ્પ )
તમે મને કાંઈ નોકરી આપશો? Will you give me any vacancy? (ઉવીલ યુ ગીવ મી ઍની વેકન્સી ?)
હાલ ચાકરીની કાંઇ ખાલી જગ્યા નથી. There is no vacancy at present. (ધૅર ઇઝ નો વેકન્સી ઍટ પ્રેઝન્ટ )
તમે ઈંગ્રેજી કાગળનો ગુજરાતીમાં તરજુમો કરી શકોછો? Are you able to translate an English letter into Gujarati? (આર યુ એબલ ટુ ટ્રાંનસલેટ ઍન ઈંગ્લિશ લેટર ઈન્ટુ ગુજરાતી ?)
હા, સાહેબ, હું તે કરી શકીશ. Yes, sir, I am. (યસ, સર, આઈ ઍમ )
તમને શું પગાર જોઇશે? What salary will you accept? (ઉવૅાટ સૅલરી ઉવીલ યુ ઍકસૅપ્ટ ?)
એકશો રૂપીયા. One hundred rupees. (વન હન્ડ્રેડ રૂપીઝ )
આંટલો બધો પગાર મારેથી તમને અપાએ નહીં. I cannot afford to give you so much wages. (આઈ કૅનનૅાટ ઍફૉર્ડ ટુ ગીવ યુ સો મચ ઉવેજીઝ )
•ત્યારે તમે શું આપવા માંગો છો, સાહેબ? Then what are you going to offer, sir.? (ધૅન ઉવૅાટ આર યુ ગોઇંગ ટુ ઑફર, સર ?)
•હું તમને પચાશ રૂપીયાથી વધુ આપી શકતો નથી. I cannot afford more than fifty rupees. (આઈ કૅનનૅાટ ઍફૉર્ડ મૅાર ધૅન ફીફ્ટી રૂપીઝ )

તમે આ કરવાને શું કામ ઢીલ કરો છો? Why do you delay to do this? ( ઉવાહૅ ડુ યુ દીલે ટુ ડુ ધિસ ?.)

જો તમે મને હુકમ આપો તો હમણાં કરૂં. If you give me order I will do it just now. ( ઇફ યુ ગીવ મી ઑર્ડર, આઈ ઉવીલ ડુ ઇટ જસ્ત નાઉ )

તેઓ કાંઇ વટાવ આપે છે કે? Do they give any discount? ( ડુ ધે ગીવ ઍની દીસ્કાઉન્ટ ? )

રોકડાં નાણાં ઉપર તેઓ પાંચ ટકા વટાવ આપેછે. They allow five per cent discount on ready money. ( ધે અલાવ ફાઇવ પરસૅન્ટ દીસ્કાઉન્ટ ઑન રૅડી મની )

તમે તેના પગારની અદેખાઇ શા માટે કરો છો? Why do you grudge his pay? ( ઉવાહૅ ડુ યુ ગ્રજ હીઝ પે ? )

કારણ હું તેના કરતાં વધારે કામ કરૂં છું. Because I work more than he. ( બીકૉઝ આઇ ઉવર્ક મૉર ધૅન હી )

આ માણસને શું રોજ મળેછે? What does this man get per day? ( ઉવૉટ ડઝ ધિસ મૅન ગેટ પર ડે ? )

એને રોજનો દોઢ રૂપીઓ મળેછે. He gets one rupee eight annas per day. ( હી ગૅટસ વન રૂપી એઈટ ઍનાઝ પર ડે )

મારે બદલે કોણ કામ કરશે? Who will work in my place? ( હુ ઉવીલ ઉવર્ક ઇન માઇ પ્લેસ ?)

તમે જશો તો હું તમારે બદલે કામ કરીશ. If you go I shall serve in your stead. ( ઈફ યુ ગો આઇ શૅલ સર્વ ઇન યૉર સ્ટેડ )

તેની ગેરહાજરીમાં એનું કામ કોણ ચલાવે છે? Who manages his affairs in his absence? ( હુ મૅનેજીઝ હીઝ અૅફૅર્સ ઇન હીઝ ઍબ્સન્સ ? )

જોનસન સાહેબ. Mr. Johnson. ( મી૦ જોનસન )
હમણાં પેહલું શું કામ કરવાનું છે? What is the first thing to be done now? ( ઉવૉટ ઈઝ ધી ફર્સ્ટ થીંગ ટુ બી ડન નાઉ ? )
ચાલો આપણે પેલાં કાગળો લખી નાંખીએ. Let us write out those letters. ( લૅટ અસ રાઈટ આઉટ ધોઝ લૅટર્સ )
તમને આએ કરવાની કોણે સત્તા આપી? Who authorized you to do this? ( હુ ઑથોરાઇઝડ યુ ટુ ડુ ધિસ ? )
પેસતનજી શેઠ. Mr. Pestonjee. ( મી૦ પેસ્તનજી )
તમે તેના વડા છો કે? Are you his superior? ( આર યુ હીઝ સુપીરીઅર ? )
નહીં, હું તેનેથી ઉતરતો છું. No, I am his subordinate. ( નો, આઇ ઍમ હીઝ સબૉર્ડીનેટ )
તમે મને તેનાં કરતાં ઓછા પૈસા શું કરવા આપો છો? Why should you give me less money than him? ( ઉવાહૅ શુદ યુ ગીવ મી લૅસ મની ધૅન હીમ ? )
કારણ તે તમારાં કરતાં વધારે કામ કરે છે. Because he works more than you. ( બીકૉઝ હી ઉવર્કસ મૉર ધૅન યુ )
આ પચીશ રૂપીયા લેવો. Take these twenty five rupees. ( ટેક ધીઝ ટુવૅન્ટી ફાઈવ રૂપીઝ )
પચીશ રૂપીયા બસ નહીં થશે. Twenty five rupees will be insufficient. ( ટુવૅન્ટી ફાઇવ રૂપીઝ ઉવીલ બી ઇનસફીશન્ટ )
તમે મને તે ચીજો પુરી પાડી શકશો? Can you supply me with those articles? ( કૅન યુ સપ્લાઇ મી ઉવીથ ધોઝ આર્ટીકલ્સ ? )
હા, સાહેબ, તે હું તમને પુરી પાડીશ. Yes, sir, I can. ( યસ, સર, આઇ કૅન )
ભાવમાં કાંઈ ઓછું કરો. Make some reduction in the price. ( મેક સમ રીડકશન ઇન ધી પ્રાઇસ )

નહીં, સાહેબ, મેં તમને ઘણા ઓછા ભાવ કહયા છે. No, sir, I have told you the lowest prices. ( નો સર, આઇ હેવ ટોલ્ડ યુ ધી લોઅૅસ્ટ પ્રાઇસીસ )

તમે આ હુકમ કેટલો જલદી બજાવશો ? How soon can you execute this order ? ( હાઉ સૂન કૅન યુ ઍકઝીકયુટ ધિસ ઑર્ડર ? )

હું એ હુકમ એક મહીનામાં બજાવીશ. I shall execute this order within a month. (આઇ શૅલ ઍકસીકયુટ ધિસ ઑર્ડર ઉવીધીન એ મન્થ )

મેહેરબાંની કરી મને તમારૂં ઠેકાણું કહો. Pray favour me with your address. ( પ્રે ફેવર મી ઉવીથ યૉર ઍડ્રૅસ )

મારૂં નામ ને ઠેકાણું લેવો. Take down my name and address. ( ટેક ડાઉન માઇ નેમ ઍન્ડ ઍડ્રૅસ )

તમે તેને મારો પેગાંમ પેહોચાડયો ? Did you deliver to him my message ? ( ડીડ યુ દીલીવર ટુ હીમ માઇ મૅસેજ ? )

હા, સાહેબ, ગઈ રાતનાં. Yes, sir, last night. ( યસ, સર, લાસ્ત નાઈટ )

કેમ ! તેણે શું કહયું ? Well ! what did he say ? ( ઉવૅલ ! ઉવૉટ ડીડ હી સે ? )

તે નામુકર જાએ છે કે હું એવું બોલીઓ નથી. He denies having said so. ( હી દીનાઇઝ હૅવીંગ સેડ સો )

હાલ તમારી પાસે કેટલા રૂપીયા છે ? How many rupees have you got at present ? ( હાઉ મૅની રૂપીઝ હૅવ યુ ગૉટ ઍટ પ્રૅઝન્ટ ? )

મારી પાસે પાંચ હજાર રૂપીયા બેંકમાં છે. I have five thousand rupees in the bank. ( આઈ હૅવ ફાઇવ થાઉઝન્ડ રૂપીઝ ઇન ધી બૅંક )

આવતી કાલે કેટલાંમી તારીખ? What day of the month will it be to-morrow? (ઉવૉટ ડે ઑફ ધી મન્થ ઉવીલ ઇટ બી ટુ-મૉરો?)

આવતી કાલે પાંચમી તારીખ. To-morrow will be the fifth. (ટુ-મૉરો ઉવીલ બી ધી ફીફ્થ)

તમે તે વેપારીને પૈસા આપ્યા કે? Did you pay the money to the merchant? (ડીડ યુ પે ધી મની ટુ ધી મરચંન્ટ?)

મેં તેને થોડા આપ્યા છે, બધા નહીં. I have paid him in part, not in full. (આઇ હૅવ પેડ હીમ ઈન પાર્ટ, નૉટ ઈન ફુલ)

તમે તેને કેટલા આપ્યા? How much did you pay him? (હાઉ મચ ડીડ યુ પે હીમ?)

મેં તેને ફક્ટ ચઉદ રૂપીયા આપ્યા. I paid him fourteen rupees only. (આઈ પેડ હીમ ફોરટીન રૂપીઝ ઓન્લી)

તમે મી○ જોનને બોલાવશો કે તેનું કાગળ આપીએ? Will you call Mr. John, so that we might give him his letter? (ઉવીલ યુ કૉલ મી○ જૉન, સો ધૅટ ઉવી માઇટ ગીવ હીમ હીઝ લૅટર?)

તે અહિયાં નથી, તે કેઠે બાહેર ગયો છે. He is not nere, he has gone somewhere. (હી ઈઝ નૉટ હીઅર, હી હૅઝ ગૉન સમઉવ્હૅર)

તમને આ કાગળ કયારે મલ્યાં? When did you receive these letters? (ઉવ્હૅન ડીડ યુ રીસીવ ધીઝ લૅટર્સ?)

મને તે બે કલાક અગાઉ મલ્યાં. I received them two hours ago. (આઇ રીસીવ્ડ ધૅમ ટુ અવર્સ અગો)

તમે તે મને આપશો? Will you give them to me? (ઉવીલ યુ ગીવ ધૅમ ટુ મી?)

મેં તે હજી વાંચ્યાં નથી; સબર કરો. Wait, I have not yet read them. (ઉવેટ, આઈ હૅવ નૉટ યટ રૅડ ધૅમ)

મેં તમને જે કાગળનો ઇંગ્રેજીમાં તરજુમો કરવા આપ્યો હતો તે તમે કીધો કે ? Did you translate into English the letter which I gave you ? (દીદ યુ ત્રાન્સલેટ ઇન્ટુ ઇંગ્લિશ ધી લૅટર ઉવીચ આઇ ગેવ યુ ? )

માફ કરજો, સાહેબ, મને વખત મળ્યો નહીં. Excuse me sir, I had no time. ( ઍક્સક્યુઝ મી સર, આઈ હૅડ નો ટાઇમ )

તમે સીપાઈને પગાર આપ્યો કે ? Have you paid the sepoy his wages ? ( હૅવ યુ પેડ ધી સીપૅાય હીઝ ઉવેજીઝ ? )

હજી નહીં, કારણ મારી પાસે પૈસા હતા નહીં. Not yet, because I had no money. ( નૅાટ યટ, બીકૅાઝ આઇ હૅડ નો મની )

તમે એટલા જલદી ક્યાં જાવો છો ? Where are you going so early ? ( ઉવ્હૅર આર યુ ગોઇંગ સો અર્લી ? )

મને દશ વાગતે કોર્ટમાં હાજર રહેવાને સાક્ષી સમન મલેલો છે. I have received a witness summons to attend the court at 10 o'clock. ( આઇ હૅવ રીસીવડ એ ઉવીટનૅસ સમન્સ ટુ ઍટૅન્ડ ધી કોર્ટ ઍટ ટૅન ઓકલૅાક )

પેહલાં કાગળો તોલો અને પછી ટિકેટ મારો. Weigh the letters before you stamp them. ( ઉવે ધી લૅટર્સ બીફોર યુ સ્ટૅમ્પ ધેમ )

ઘણું સારૂં, સાહેબ. All right, sir. ( ઑાલ રાઈટ, સર. )

આ કાગળનું પરબીડું ક્યાં છે ? Where is the envelope for this letter ? ( ઉવ્હૅર ઈઝ ધી ઍન્વેલોપ ફૅાર ધિસ લૅટર ? )

તે મારી તેબલ ઉપર છે. It is lying on my table. ( ઇટ ઇઝ લાઈંગ ઑાન માઇ ટેબલ )

આ કાગળ લેવો, અને જલદી તપાલમાં નાખો. Take this letter, and post it immediately. ( ટેક ધિસ લૅટર, ઍન્ડ પોસ્ટ ઈટ ઈમીડીએટલી )

મને જરા કામ છે, હું સીપાઈને મોકલું છું. I am a little busy, I shall send the sepoy. ( આઈ ઍમ એ લીટલ બિઝી, આઇ શૅલ સૅન્ડ ધી સીપૉય )

રૂસ્તમજી, તમારૂં કાગળ તપાલમાં નાખવું છે કે ? Mr. Rustomjee, do you wish to have your letter posted ? ( મીસતર. રૂસ્તમજી ડુ યુ ઉવીશ ટુ હૅવ યૉર લૅટર પોસ્તેડ ? )

હા, એ સીપાઇને આપો. Yes, give this to the sepoy. ( યસ, ગીવ ધિસ ટુ ધી સીપૉય )

મી૦ ખરશેદજી, તમે કામમાં છો કે ? Mr. Cursetji, are you busy ? ( મીસતર. ખરસેદજી, આર યુ બિઝી ? )

હા, બેસો; મારા હાથમાં જરા કામ છે. Yes, sit down; I have some business to attend to. ( યસ સિટ દાઉન, આઈ હૅવ સમ બિઝનૅસ ટુ ઍટૅન્ડ ટુ )

સાહેબ, હું તમારી પાસે સર્ટિફીકેટ લેવા આવ્યો છું. Sir, I have come for a certificate from you. ( સર, આઈ હૅવ કમ ફૉર એ સર્ટીફીકેટ ફ્રૉમ યુ )

હમણાં હું ઘણો કામમાં છું ફરી આવજો. I am very busy now, come again. ( આઇ ઍમ વૅરી બિઝી નાઉ, કમ અગેન )

તમે રોકાયલા છો ? Are you engaged ? ( આર યુ ઍન્ગેજ્ડ ? )

હા, હમણાં મને હરકત કરતા ના. Yes, you will not interrupt me now. ( યસ, યુ ઉવીલ નૉટ ઇન્ટરપ્ટ મી નાઉ )

આ ચીઠી શેઠ એ. પાસે લઈ જાઓ અને જો તેવણ આફીસમાં નહીં હોય તો તેવણની ટેબલપર મુકજો. Take this note to Mr. A. and if he is not in the office leave it on his desk. ( ટેક ધિસ નોટ ટુ મીસ્તર એ. ઍન્ડ ઇફ હી ઇઝ નૉટ ઈન ધી ઑફીસ, લીવ ઇટ ઑન હીઝ ડૅસ્ક )

વારૂં, સાહેબ; હમણાં જાઉં કે? Very well, sir; shall I go now? (વૅરી ઉવૅલ, સર; શૅલ આઇ ગો નાઉ ?)

હા, જલદી જાઓ. Yes, go soon. (યસ, ગો સૂન)

તમે મને મારો પગાર આપશો ? Will you give me my pay? (ઉવીલ યુ ગીવ મી માઇ પે ?)

જો તમે કાલે આવ્યા હતે તો તમારો પગાર મલ્યો હતે. Had you come yesterday, you would have got your pay. (હૅડ યુ કમ યસ્તરડે, યુ ઉવુડ હૅવ ગૅાટ યૅાર પે)

તમે તે કામ કયારે પુરૂં કરશો? When shall you finish the work? (ઉવ્હૅન શૅલ યુ ફિનીશ ધી ઉવર્ક ?)

હું આશા રાખું છું કે આ અઠવાડિયાંની આખેરીએ એ કામ પુરૂં થશે. I hope it will be done by the end of this week. (આઈ હોપ, ઇટ ઉવીલ બી ડન બાઇ ધી ઍન્ડ ઑાફ ધિસ ઉવીક)

તે કેમ કરતાં મરી ગયો ? What did he die of? (ઉવૅાટ ડીડ હી ડાઇ ઑાફ)

તેણે આપઘાત કીધો. He committed suicide. (હી કમીટેડ સુઇ-સાઈડ)

મરનારનો કેટલો પગાર ચઢયો છે ? What pay is due to the deceased? (ઉવૅાટ પે ઈઝ ડયુ ટુ ધી ડીસીસ્ડ ?)

બે મહીનાનો. Two months. (ટૂ મન્થસ)

તમે આજનું વર્તમાન પત્ર વાંચ્યું ? Did you read to-day's newspaper? (ડીડ યુ રીડ ટુ-ડેઝ ન્યુસ્પેપર ?)

હા, મેં તે હમણાંજ વાંચ્યું છે. Yes, I have just read it. (યસ, આઇ હૅવ જસ્ત રૅડ ઈટ)

તમે મને આજનું ટાઈમ્સ ઑફ ઇન્ડિયા આપવાની મેહેરબાંની કરશો ? Will you be so kind as to give me to-day's Times of India? ( ઉવીલ યુ બી સો કાંઈન્ડ ઍઝ ટુ ગીવ મી ટુ-ડેઝ ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ ? )

હા, જરા, સબર કરો શેઠ શોરાબજી તે વાંચેછે. Yes, wait a little, Mr. Sorabjee is reading it. (યસ, ઉવેટ એ લીટલ, મીસતર સોરાબજી ઈઝ રીડીંગ ઇટ )

શેહરમાં શું ખબર ફેલાઈ છે ? What report is circulated in the town? ( ઉવૉટ રીપૉર્ટ ઈઝ સરક્યુલેટેડ ઈન ધી ટાઉન ? )

એવી બુમ ઉડી છે કે માણેકલાલે દીવાળું કાઢ્યું. There is a report that Manecklall has failed. ( ધૅર ઇઝ એ રીપૉર્ટ ધૅટ માણેકલાલ હૅઝ ફેલ્ડ )

હું તેની પાસે થોડા રૂપીયા માંગું છું, શું કરૂં ? He owes me some money, what shall I do? ( હી ઓઝ મી સમ મની, ઉવૉટ શૅલ આઈ ડુ ? )

જો તમે મારી સલાહ લેવો તો, તમે તેને મળો તો સારૂં. If you take my advice, you had better see him. ( ઇફ યુ ટેક માઇ ઍડવાઇસ, યુ હૅદ બેટર સી હીમ )

તમારા માંગનારાઓ ઘણા છે કે ? Have you many creditors? ( હૅવ યુ મૅની ક્રૅડીતર્સ ? )

મારો બીલકુલ કોઇ માંગનાર નથી. I have no creditor at all. ( આઈ હૅવ નો ક્રૅડીતર ઍટ ઑલ )

તમે મારા વકીલને ઓળખો છો ? તે ઘણો હુશીયાર છે. Do you know my lawyer? He is very clever. ( ડુ યુ નો માઇ લૅાયર ? હી હીઝ વૅરી કલૅવર )

હું તેને ઓળખું છું, તેથી મેં મારો કજીઓ તેને આપ્યો છે. I know him, so I have given him my case. ( આઇ નો હીમ, સો આઇ હૅવ ગીવન હીમ માઇ કેસ )

તે માણસ તે કામને લાયક છે? Is that man fit for that work? ( ઈઝ ધૅટ મૅન ફિટ ફૉર ધૅટ ઉવર્ક ? )

નહીં, સાહેબ, તે તેને લાયકનો નથી. No, sir, he is not fit for it. (નો, સર, હી ઈઝ નૉટ ફિટ ફૉર ઇટ )

જ્યારે તે આવે ત્યારે હું તેને તમારી પાસે મોકલું? Shall I send him to you when he comes? ( શૅલ આઇ સૅન્ડ હીમ ટુ યુ ઉવ્હૅન હી કમ્ઝ ? )

હા, જ્યારે તે આવે ત્યારે તેને કહો કે ઉપર આવે. Yes, when he comes, tell him to come up-stairs. ( યસ, ઉવ્હૅન હી કમ્સ ટૅલ હીમ ટુ કમ અપ-સ્ટૅર્સ )

હું આશા રાખું છું કે મેં તમને જે આપ્યું છે તેથી તમે સંતોષ પાંમશો. I hope you will be satisfied with what I have given you. ( આઇ હોપ યુ ઉવીલ બી સૅટીસ્ફાઇડ ઉવીથ ઉવૉટ આઇ હૅવ ગીવન યુ )

હું તમારો ઉપકાર માંનું છું, પણ હું એટલી મેહેરબાંનીને લાયક નથી. I thank you, but I do not deserve so much kindness. ( આઇ થૅન્ક યુ, બટ આઈ ડુ નૉટ ડીઝર્વ સો મચ કાંઇન્ડનૅસ )

મેહેરબાંની કરીને શેઠ બી. ઉપર મને ભલાંમણનો કાગળ આપો. Please give me a letter of recommendation to Mr. B. ( પ્લીઝ ગીવ મી એ લૅટર ઑફ રૅકમૅન્ડેશન ટુ મીસતર બી. )

હું તેમ કરી શકતો નથી, કેમકે હું તેને ઓળખતો નથી. I cannot do so, for I do not know him. ( આઇ કૅનનૉટ ડુ સો, ફૉર આઇ ડુ નૉટ નો હીમ )

તમે તે કાગળ ટપાલમાં લઈ જવાની શું કામ ગફલત કરી ? Why did you neglect to take the letter to the post office? ( વ્હાઈ દીદ યુ નિગ્લૅક્ટ ટુ ટેક ધી લૅટર ટુ ધી પોસ્ટ ઑફીસ ? )

કારણ મને વખત નહીં હતો, અને મારે ઘણું કામ હતું. Because I had no time, and I had so much to do. ( બીકૉઝ આઈ હૅડ નો ટાઇમ, ઍન્ડ આઇ હૅડ સો મચ ટુ ડુ )

તમે એટલા મુરખ કેમ થયા કે તમારા નાહના ભાઈને એવડી મોટી રકમ આપીને મોકલ્યો ? How could you be so stupid, as to send me such a large sum by your younger brother ? ( હાઉ કુડ યુ બી સો સ્ટુપીડ, ઍઝ ટુ સૅન્ડ મી સચ એ લાર્જ સમ બાઇ યૉર યંગર બ્રધર ? )

મારી પાસે મોકલવાને બીજું કોઈ હતું નહીં. I had nobody else to send it with. ( આઈ હૅડ નોબૉડી ઍલ્સ ટુ સૅન્ડ ઈટ વ્હીથ )

તમને શું જોઈએ છે, સાહેબ ? What do you want, sir ? ( વ્હૉટ ડુ યુ વ્હૉન્ટ, સર ? )

મને એક ફુલીશકેપનો તાવ અને થોડાં લેટર પેપર આપો. Give me a sheet of foolscap paper, and some letter papers. (ગીવ મી એ શીટ ઑફ ફુલ્સકૅપ પેપર ઍન્ડ સમ લૅટર પેપર્સ )

આ રહયું સાહેબ, આ તેબલ ઉપર લખો. Here it is sir, write at this table. ( હીઅર ઇટ ઇઝ સર, રાઈટ ઍટ ધિસ ટેબલ )

તમુને હમણાં રામજીએ શું પુછયું ? What did Ramjee ask you just now ? ( વ્હૉટ ડીડ રાંમજી આસ્ક યુ જસ્ત નાઉ ? )

તેણે ઘેર જવાની મારી પાસે રજા માંગી. He asked leave of me to go home. ( હી આસ્કડ લીવ ઑફ મી ટુ ગો હોમ )

તમે તેને રજા આપી કે? Did you grant him leave? ( ડીડ યુ ગ્રાન્ટ હીમ લીવ? )

હા, મેં તેને જવા દીધો કારણ કે તેણે ઘણું કામ કીધું. Yes, I let him go for he had worked very hard. ( યસ, આઇ લૅટ હીમ ગો ફૉર હી હૅડ ઉવર્કડ વૅરી હાર્ડ )

ચોવીસમીએ તેહવાર આવે છે. There is a holiday on the twenty fourth. ( ધૅર ઈઝ એ હૉલીડે ઑન ધી ટુવૅન્ટી ફોર્થ )

તે કયો તેહવાર છે? What holiday is it? ( ઉવૉટ હૉલીડે ઇઝ ઈટ? )

તે રાંણીની સાલગરેહનો છે. It is the Queen's birthday. ( ઇટ ઇઝ ધી ક્વીન્સ બર્થડે )

તે દીવશે આપણી આફીશ બંધ રેહેશે. Our office will be closed on that day. ( અવર ઑફીસ ઉવીલ બી કલોઝડ ઑન ધૅટ ડે )

તમે નથી જાણતા કે આવતી કાલે તેહવાર છે? Do you not know that to-morrow is a holiday? ( ડુ યુ નૉટ નો ધૅટ ટુ-મૉરો ઇઝ એ હૉલીડે? )

નહીં, હું નથી જાણતો; તે શું તેહવાર છે? No, I do not know; what holiday is it? ( નો, આઇ ડુ નૉટ નો; ઉવૉટ હૉલીડે ઇઝ ઈટ? )

આવતી કાલે રાંમનવમીનો તેહવાર છે. To-morrow is the Ram-navmi holiday. ( ટુ-મૉરો ઇઝ ધી રામનવમી હૉલીડે )

હમેશાં તમારો આફીશનો વખત કયો છે, સાહેબ? What are your office hours generally, sir? ( ઉવૉટ આર યૉર ઑફીસ અવર્સ જનરલી, સર? )

સવારના દશથી સાંજનાં પાંચ. From 10 A. M. to 5 P. M. ( ફ્રૉમ ટૅન એ. ઍમ. ટુ ફાઇવ પી. ઍમ )

તમે તમારૂં કામ ક્યારથી શરૂ કીધું? When did you begin your work? ( ઉવ્હેન ડીડ યુ બિગીન યૉર ઉવર્ક ? )

અમે અમારૂં કામ આંઠ વાગતે શરૂ કીધું અને પાંચ વાગતે પુરૂં કીધું. We began our work at eight and finished it at five. ( ઉવી બિગૅન અવર ઉવર્ક ઍટ એઇટ ઍન્ડ ફિનીશ્ડ ઇટ ઍટ ફાઇવ )

તમને તમારા ઘેરથી ઓફીસમાં જતાં કેટલો વખત લાગે છે? How long does it take you to go from your house to the office? ( હાઉ લૅાગ ડઝ ઇટ ટેક યુ ટુ ગો ફ્રૉમ યૉર હાઉસ ટુ ધી ઑફીસ ? )

મને આસરે અરધો કલાક લાગે છે. It takes me about half an hour. ( ઈટ ટેકસ મી અબાઉટ હાફ ઍન અવર )

આજે સવારના તમે ઘેરથી ક્યારે નીકલ્યા? When did you leave home this morning? ( ઉવ્હેન ડીડ યુ લીવ હોમ ધિસ મૉર્નીંગ ? )

હું સવા નવે નીકલ્યો. I left at a quarter past nine. ( આઇ લૅફ્ટ ઍટ એ ક્વૉર્ટર પાસ્ત નાઈન )

તમે આખો દીવસ કાગળોની નકલ કરતાં થાકી જતા નથી? Are you not tired of copying letters all day? ( આર યુ નૉટ ટાયર્ડ ઑફ કૉપીઇંગ લૅટર્સ ઑલ ડે ? )

હું આખો દીવસ કાગળોની નકલ કરતો નથી. I do not copy letters the whole day. ( આઈ ડુ નૉટ કૉપી લૅટર્સ ધી હોલ ડે )

તમે જે માલને વીશે બોલો છો તે ક્યાં છે? Where are the goods you speak of? ( ઉવ્હૅર આર ધી ગુડઝ યુ સ્પીક ઑફ ? )

તે અમારી વખારમાં છે. They are in our godowns. ( ધે આર ઈન અવર ગોડાઉન્સ )

આ હુંડી કયારે પાકશે ? When will this bill of exchange be due? (ઉવ્હેન ઉવીલ ધિસ બિલ ઑફ ઍકસચેન્જ બી ડ્યુ ?)

આવતા સોમવારે. Next Monday. (નૅક્સ્ત મન્ડે)

રૂશતમજી, તમને તે વેપારીને લખવાનો વખત છે કે ? Rustomjee, have you time to write to the merchant? (રૂસ્તમજી, હૅવ યુ ટાઇમ ટુ રાઇટ ટુ ધી મરચન્ટ ?)

નહીં, સાહેબ, આજે મને વખત નથી, હું તેને કાલે સવારનાં લખીશ. No, sir, I have no time to-day, I shall write to him to-morrow morning. (નો, સર, આઈ હૅવ નો ટાઇમ ટુ-ડે, આઈ શૅલ રાઈટ ટુ હીમ ટુ-મૉરો મૉર્નીંગ)

તમે આ ગરીબ માણસને શું કામ ધીક્કારો છો ? Why do you hate this poor man? (ઉવ્હાઇ ડુ યુ હેત ધિસ પુઅર મૅન ?)

હું તેને ધીક્કારૂં છું કેમકે તે મારા હાથ નીચે નોકરી કરવાને ખુશી નથી. I hate him, because he is not willing to serve under me. (આઈ હેત હીમ, બીકૉઝ હી ઇઝ નૉટ ઉવીલીંગ ટુ સર્વ અન્ડર મી)

હું તમારો આંકડો લાવું કે ? Shall I bring your bill? (શૅલ આઇ બ્રીંગ યૉર બિલ ?)

આજે નહીં, હું મારો આંકડો કાલે ચુકવીશ. Not to-day, I shall pay my bill to-morrow. (નૅાટ ટુ-ડે, આઈ શૅલ પે માય બિલ ટુ-મૉરો)

પીરોજશા, તમે તે દુકાંનદારનો હીસાબ ચુકવ્યો કે ? Perozshaw, have you settled the account of the shop-keeper? (પીરોજશા, હૅવ યુ સૅટલ્ડ ધી ઍકાઉન્ટ ઑફ ધી શૅાપ-કીપર ?)

હજી નહીં, હું તે નક્કી કરવા માંગું છું. Not yet, I wish to settle it. (નૅાટ યટ, આઈ ઉવીશ ટુ સૅટલ ઈટ)

મીસ્તર પેસતનજી, તમને આજે સવારનાં મેં જે બધાં કાગળો આપ્યાં હતાં તેની તમે નકલ કીધી કે? Mr. Pestonjee, have you copied all the letters I gave you to copy this morning? (મી० પેસ્તનજી, હૅવ યુ કૉપીડ ઑલ ધી લૅટર્સ આઈ ગેવ યુ ટુ કૉપી ધિસ મૉર્નીંગ?)

મેં તે થોડાંની નકલ કીધી છે, પણ બધાંની નકલ કરવાનો વખત મળ્યો નહીં. I have copied some of them, but had no time to copy all. (આઈ હૅવ કૉપીડ સમ ઑફ ધૅમ, બટ હૅડ નો ટાઈમ ટુ કૉપી ઑલ)

## પત્ર વહેવાર સંબંધી વાકયો.

૯૭. Still. (સ્તિલ)
બીછાને પડેલો છે. Is in bed. (ઇઝ ઇન બૅડ)
ભુલી ગયો. Forgot. (ફરગૉટ)
યાદ આપવી. To remind. (ટુ રીમાઈન્ડ)
યાદ આપવી. To put in mind. (ટુ પુત ઇન માઇન્ડ)
નાખી દીધું. Dropped. (ડ્રૉપ્ડ)
ખાનગી. Private. (પ્રાઈવેટ)
બાઇડી. Wife. (ઉવાઇફ)

તમે કોણુને લખવા માંગો છો? To whom do you wish to write? (ટુ હુમ ડુ યુ ઉવીશ ટુ રાઈટ?)

હું મારા છોકરાને લખવા માંગુછું. I wish to write to my son. (આઇ ઉવીશ ટુ રાઇટ ટુ માઈ સન)

તમારો ભાઈ સી. તમને શું લખે છે? What does your brother C. write to you? (ઉવૉટ ડઝ યૉર બ્રધર સી. રાઇટ ટુ યુ?)

તે લખે છે કે તે સારી પેઠે છે, અને તેને ઘણું કામ છે. He writes that he is well, and that he has much to do. (હી રાઇટ્સ ધૅટ હી ઇઝ ઉવૅલ, ઍન્ડ ધૅટ હી હૅઝ મચ ટુ ડુ)

તમને ઘણાં કાગળો લખવાનાં છે કે? Have you many letters to write? (હૅવ યુ મૅની લૅટર્સ ટુ રાઈટ?)

હા, મારે ઘણાં લખવાનાં છે, અને મને થોડો વખત છે. Yes, I have a great many to write, but have very little time. (યસ, આઇ હૅવ એ ગ્રેટ મૅની ટુ રાઇટ, બટ હૅવ વૅરી લીટલ ટાઇમ)

જોન, તમે તમારાં કાગળો લખી રહયા કે? John, have you finished your letters? (જૉન, હૅવ યુ ફિનીશ્ડ યૉર લૅટર્સ?)

હજી નહીં, મારે હજી ત્રણ લખવાનાં છે. Not yet, I have still three to write. (નૉટ યટ, આઈ હૅવ સ્તિલ થ્રી ટુ રાઈટ)

આજે સવારનાં તમે કોણુને લખ્યું? To whom did you write this morning? (ટુ હુમ ડીડ યુ રાઈટ ધિસ મૉર્નીંગ?)

મેં મારો ગરીબ દોસ્ત જે લાંબો વખત થયો બીછાંને પડેલો છે તેને લખ્યું. I wrote to my poor friend, who has long been in bed. (આઈ રોટ ટુ માઈ પુઅર ફ્રૅન્ડ, હુ હૅઝ લૉંગ બીન ઈન બૅડ)

મેં તમને જે કાગળ લખ્યું તેનો જવાબ કેમ આપ્યો નહીં? Why did you not answer the letter I wrote to you? (ઉવાહૅ ડીડ યુ નૉટ ઍન્સર ધી લૅટર આઈ રોત ટુ યુ?)

કારણુકે તે મારાથી ખોવાઇ ગયું અને તેથી ભુલી ગયો કે તમે મને શું લખ્યું હતું. Because I lost it and forgot what you had written to me. (બીકૉઝ આઇ લૉસ્ટ ઈટ ઍન્ડ ફરગૉટ ઉવૉટ યુ હૅડ રીટન ટુ મી)

જ્યારે તમે તમારા કાકા એદલજીને ત્યાં ગયા ત્યારે તેવણુ શું કરતા હતા? What had your uncle Edulji been doing, when you went to his house? (ઉવૉટ હૅડ યૉર અન્કલ એદલજી બીન ડુઇંગ ઉવ્હૅન યુ ઉવૅન્ટ ટુ હીઝ હાઉસ?)

તેવણુ થોડાં કાગળો લખતા હતા. He was writing some letters. ( હી વૉઝ રાઇટીંગ સમ લૅટર્સ )

ગઇ કાલે તમે મારે ઘેર કેમ આવ્યા નહીં ? Why did you not come to my house yesterday ? ( વાહૅ ડીડ યુ નૅાટ કમ ટુ માઇ હાઉસ યસ્તરડે ? )

ગઇ કાલે હું આવી શક્યો નહીં, કારણુ મારે ચાર કાગળો લખવાનાં હતાં. I could not come yesterday, because I had four letters to write. ( આઇ કુડ નૅાટ કમ યસ્તરડે બીકૅાઝ આઈ હૅડ ફોર લૅટર્સ ટુ રાઇટ )

તમને આ કાગળને માટે કોણે યાદ આપી ? Who reminded you of this letter ? ( હુ રીમાઇન્ડેડ યુ ઑફ ધિસ લૅટર ? )

કોઈએ નહીં, પણુ મેં બીજું કાગળ ટેબલ ઉપર જોયું તે ઉપરથી મને યાદ આવ્યું. Nobody, but I saw another letter on the table which put me in mind. ( નોબૅાડી, બટ આઈ સૅા અનધર લૅટર ઑાન ધી ટેબલ ઉવીચ પુટ મી ઇન માઈન્ડ )

રૂસ્તમજી, તમે પેલાં તમારાં કાગળો વાંચ્યાં કે ? Rustomjee, have you read those your letters ? ( રૂસ્તમજી, હૅવ યુ રૅડ ધોઝ યૅાર લૅટર્સ ? )

નહીં, હજી મેં તે વાંચ્યાં નથી, કારણુ હું હમણુાંજ આવ્યો. No, I have not read them yet, because I have just come. ( નો, આઇ હૅવ નૅાટ રૅડ ધૅમ યટ, બીકૅાઝ આઈ હૅવ જસ્ત કમ )

તમારા દોસ્ત તમને શું લખે છે ? What does your friend write to you ? ( ઉવૅાટ ડઝ યૅાર ફ્રૅન્ડ રાઇટ ટુ યુ ? )

તેણે મને લખ્યું છે કે, મેં તેને જે પૈસા મોકલ્યા તે હજી તેને પોહતા નથી. He has written to me, that he has not yet received the money I sent him. (હી હૅઝ રીટન ટુ મી, ધૅટ હી હૅઝ નૉટ યટ રીસીવડ ધી મની આઈ સૅન્ટ હીમ)

તમે જે કાગળ લખ્યું તે પોસ્ટ આફીસમાં મોકલ્યું કે? Have you sent the letter you wrote, to the post-office? (હૅવ યુ સૅન્ટ ધી લૅટર યુ રોટ, ટુ ધી પોસ્ત ઑફીસ?)

હા, તે બી. પોતે પોસ્ત આફીશમાં લઇ ગયો. Yes, B. himself took it to the post-office. (યસ, બી. હીમસેલ્ફ ટુક ઇટ ટુ ધી પોસ્ત ઑફીસ)

આજે સવારે કાગળ આવ્યું તે ક્યાં છે? Where is the letter you received this morning? (ઉવ્હૅર ઈઝ ધી લૅટર યુ રીસીવ્ડ ધિસ મૉર્નીંગ?)

મેં તમને કહયું નહીં કે તે કાગળ મારાથી પડી ગયું? Didn't I tell you that I dropped the letter? (ડીડ્ન્ટ આઈ ટૅલ યુ ધૅટ આઈ ડ્રૉપ્ડ ધી લૅટર?)

સોરાબ, એ શું વાંચો હો? What are you reading, Sorab? (ઉવૉટ આર યુ રીડીંગ, સોરાબ?)

હું મારા દોસ્તને ત્યાંની ચીઠી વાંચું છું. I am reading a note from my friend. (આઇ ઍમ રીડીંગ એ નોટ ફ્રૉમ માઇ ફ્રૅન્ડ)

તેણે તમને શું લખ્યું છે? What has he written to you? (ઉવૉટ હૅઝ હી રીટન ટુ યુ?)

તેણે મને કાંઇ ખાનગી લખ્યું છે. He has written something private to me. (હી હૅઝ રીટન સમથીંગ પ્રાઇવેટ ટુ મી)

તમે તમારાં કાગળો ક્યારે પુરાં કરશો? When will you finish your letters? (ઉવ્હૅન ઉવીલ યુ ફિનીશ યૉર લૅટર્સ?)

મારે એટલાં બધાં લખવાનાં છે કે હું નહી ધારતો કે આજે તે હું પુરાં કરીશ. I have so many to write, that I do not think I can finish them to-day. ( આઇ હૅવ સો મૅની ટુ રાઇટ, ધૅટ આઇ ડુ નૉટ થીંક આઇ કૅન ફિનીશ ધૅમ ટુ-ડે )

તેણી શું વાંચે છે ? What does she read ? ( વૉટ ડઝ શી રીડ ? )

તેણી પોતાના ભાઈ તરફથી મલેલું કાગળ વાંચે છે. She is reading a letter she has received from her brother. ( શી ઇઝ રીડીંગ એ લૅટર શી હૅઝ રીસીવ્ડ ફ્રૅામ હર બ્રધર )

મહીનામાં કેટલાં કાગળ તેણીને પોતાના ભાઇ તરફથી મલે છે ? How many letters a month does she receive from her brother ? ( હાઉ મૅની લૅટર્સ એ મન્થ ડઝ શી રીસીવ ફ્રૅામ હર બ્રધર ?)

તેણીને અઠવાડિયાનું એક મલે છે. She receives it once a week. ( શી રીસીવ્ઝ ઈટ વન્સ એ વીક )

તમે હમેશાં એટલું ઝડપથી લખો છો કે? Do you always write so fast ? ( ડુ યુ ઑાલવેઝ રાઈટ સો ફાસ્ત ? )

હા, બાઇ; જ્યારે મારી પાસે સારી કલમ્ અને કાગળ હોય છે ત્યારે. Yes, madam; only when I have good pen and paper. ( યસ, મૅડમ; ઓન્લી વ્હૅન આઈ હૅવ ગુડ પૅન ઍન્ડ પેપર )

તમે હમણાં શું કરવા માંગો છો ? તમને કાંઇ કામ છે કે ? What are you going to do now ? Have you anything to do ? ( વૉટ આર યુ ગોઇંગ ટુ ડુ નાઉ ? હૅવ યુ ઍનીથીંગ ટુ ડુ ? )

હું મારી બાયડીને કાગળ લખુંછું; મેં તેણીને બે મહીના થયા લખ્યું નથી. I am going to write to my wife; I have not written to her for these two months. ( આઈ ઍમ ગોઇંગ ટુ રાઇટ ટુ માઈ વાઇફ, આઇ હૅવ નૉટ રીટન ટુ હર ધીઝ ટૂ મન્થસ )

# પૈસાની લેવડદેવડને લગતા વાકયો.

પૈસાદાર. Rich. ( રિચ )
કબુલ થયો. Promised. (પ્રૉમીસ્ડ)
શરમ લાગે છે. Feel ashamed. ( ફીલ અશેમ્ડ )
ના પાડવું. To refuse. (ટુ રીફ્યુઝ)
ઠગ્યો. Cheated. ( ચીટેડ )
ઈરાદો રાખવો. To intend. ( ટુ ઇન્ટૅન્ડ )
પુરતા. Sufficient. ( સફીશન્ટ )
સુખી. Happy. ( હૅપી )
ખચીત. Surely. ( શ્યૉરલી )
ઉછીનું લેવું. To borrow. ( ટુ બૉરો )
ઓલખાણ રાખવી. To be acquainted. (ટુ બી ઍકવૅન્ટેડ )
અનામત રાખવું. To deposit. (ટુ દીપૉઝીટ )
પરદેશી. Foreigner. ( ફૉરેનર )
કાઢી નાખી. Passed off. ( પાસ્ડ ઑફ )
મશ્કરી. Joke. ( જોક )
ફરીઆદી કરીને. Through law. ( થ્રુ લૉ )
પુરતુ થવું. To suffice. ( ટુ સફાઇસ )
હજુર. Presence. ( પ્રૅઝન્સ )
કમાવું. To earn. ( ટુ અર્ન )
દહાડો. ( ગ્રહ ) Star. ( સ્તાર )
ચઢતો. In the ascendant. ( ઈન ધી ઍસૅન્ડન્ટ )
આવક. Income. ( ઇન્કમ )
ખરચ. Expenses. (ઍક્સપૅન્સીસ)
( ,, ) કરવો. To incur. (ટુ ઇન્કર)
કમતી કરવો. To reduce. ( ટુ રીડ્યુસ )
ઉડાવવું. To squander. ( ટુ સ્કવૉન્ડર )
સલાહ આપવી. To advise. ( ટુ ઍડવાઈઝ )
પ્રમાણે. Accordingly. ( ઍકૉરડીંગ્લી )
અસુખી. Unhappy. (અનહૅપી)
મેળવવું. To gain. ( ટુ ગેન )
ખોવું. To lose. ( ટુ લુઝ )
સુંદર. Pretty. ( પ્રૅટી )
દાગીના. Ornaments. ( ઑરનેમૅન્ટસ )
ખાનગી. Private. ( પ્રાઇવેટ )
વાડી. Garden. ( ગાર્ડન )

તમે મને કેટલા પૈસા મોકલી શકશો ? How much money can you send me? ( હાઉ મચ મની કૅન યુ સૅન્ડ મી ? )

હું તમને પચીશ રૂપીયાં મોકલીશ, કારણ મારી પાસે વધારે નથી. I can send you twenty five rupees, because I have no more. ( આઇ કૅન સૅન્ડ યુ ટુવૅન્ટી ફાઇવ રૂપીઝ, બીકૉઝ આઈ હૅવ નો મૉર )

તમે તેને થોડા પૈસા ઉછીના આપવાને ખુશી છો ? Are you willing to lend him some money? ( આર યુ ઉવીલીંગ ટુ લૅન્ડ હીમ સમ મની ? )

અરે નહીં ! હું તેને એક પાઈ પણ ઉછીની આપીશ નહીં. Oh, no! I will not lend him a single pie. ( ઓહ, નો! આઈ ઉવીલ નૅાટ લૅન્ડ હીમ એ સીંગલ પાઈ )

તમારા બાવા તમને પૈસા મોકલે છે કે ? Does your father send you money? ( ડઝ યૅાર ફાધર સૅન્ડ યુ મની ? )

હા, તે મને થોડા મોકલે છે. Yes, he sends me some. ( યસ, હી સૅન્ડઝ મી સમ )

તે મારાં કરતાં વધારે મોકલે છે કે ? Does he send you more than I? ( ડઝ હી સૅન્ડ યુ મૉર ધૅન આઇ ? )

હા, તે મને તમારાં કરતાં વધારે મોકલે છે. Yes, he sends me more than you. ( યસ, હી સૅન્ડઝ મી મૉર ધૅન યુ )

તે તમને દર મહીને કેટલા મોકલે છે ? How much does he send you every month? ( હાઉ મચ ડઝ હી સૅન્ડ યુ ઍવરી મન્થ ? )

તે મને પચાશ રૂપીયા કરતાં વધારે મોકલે છે. He sends me more than fifty rupees. ( હી સૅન્ડઝ મી મૉર ધૅન ફીફ્ટી રૂપીઝ )

તમારો દોસ્ત કહે છે તેવો તે પૈસાદાર છે કે ? Is your friend as rich as he says? ( ઈઝ યૅાર ફ્રૅન્ડ ઍઝ રીચ ઍઝ હી સેઝ ? )

હા, તે એવો છે; તે તમારાં અને મારાં કરતાં પૈસાદાર છે. Yes, he is so; he is richer than you and I. ( યસ, હી ઈઝ સો; હી ઈઝ રીચર ધૅન યુ ઍન્ડ આઈ )

તમે મારા છોકરાને કેટલા પૈસા આપ્યા ? How much money did you give to my son? ( હાઉ મચ મની ડીડ યુ ગીવ ટુ માઈ સન ? )

હું જે તેને કબુલ થયો હતો તે મેં તેને આપ્યું. I gave him what I had promised him. ( આઇ ગેવ હીમ ઉવૉટ આઈ હેડ પ્રૉમીસ્ડ હીમ )

તમે તે માણસને પૈસા શું કામ આપો છો ? Why do you give money to that man? ( ઉવાઈ ડુ યુ ગીવ મની ટુ ધૅટ મૅન ? )

કારણ એ મારૂં ઘણું કામ કરે છે. Because he does much of my work. ( બીકૉઝ હી ડઝ મચ ઑફ માઈ ઉવર્ક )

સી. તમે તમારા પૈસાનું શું કીધું ? C. what have you done with your money? ( સી. ઉવૉટ હૅવ યુ ડન ઉવીથ યૉર મની ? )

મેં તેની એક ચોપડી ખરીદી. I have bought a book with it. ( આઇ હૅવ બૉટ એ બુક ઉવીથ ઇટ )

તમને જે પૈસા જોઈતા હતા તે તમને મળ્યા કે ? Have you received the money you wanted ? ( હૅવ યુ રીસીવ્ડ ધી મની યુ ઉવૉન્ટેડ ? )

હા, મને તે આજે મળ્યા છે, અને હવે મને બીજા વધારે જોઈતા નથી. Yes, I have received it to-day, and I do not want any more now. ( યસ, આઈ હૅવ રીસીવ્ડ ઈટ ટુ-ડે ઍન્ડ આઇ ડુ નૉટ ઉવૉન્ટ ઍની મૉર નાઉ )

તમે મને જે પૈસા દેવાછો તે ક્યારે મોકલશો ? When will you send me the money you owe me ?. ( ઉન્હૅન ઉવીલ યુ સૅન્ડ મી ધી મની યુ ઓ મી ? )

મેહેરબાંની કરી થોડા દીવસ સબુર કરો. હમણાં મારી પાસે કાંઇ નથી. Please wait for a few days, I have nothing at present. (પ્લીઝ ઉવેટ ફૉર એ ફ્યુ દેઝ આઈ હૅવ નથીંગ ઍટ પ્રૅઝન્ટ)

મે તમારા પૈસા ખોશો તો તમારૂં શું થશે? What will become of you, if you lose your money? (ઉવૉટ ઉવીલ બીકમ ઑફ યુ, ઇફ યુ લુઝ યૉર મની?)

હું નહીં જાણુતો કે મારૂં શું થશે. I do not know what will become of me. (આઇ ડુ નૉટ નો ઉવૉટ ઉવીલ બીકમ ઑફ મી)

તમને જે માણસે પૈસા ધીરયા હતા તેનું શું થયું? What has become of the man who lent you the money? (ઉવૉટ હૅઝ બીકમ ઑફ ધી મૅન હુ લૅન્ટ યુ ધી મની?)

હું નહીં જાણુતો કે તેનું શું થયુ છે. I do not know what has become of him. (આઈ ડુ નૉટ નો ઉવૉટ હૅઝ બીકમ ઑફ હીમ)

આ જુવાંન માણસ શા સારૂ ખોટી છે? What does this young man wait for? (ઉવૉટ ડઝ ધિસ યંગ મૅન ઉવેટ ફૉર?)

તે પૈસાને માટે ખોટી છે. He is waiting for money. (હી ઇઝ ઉવેટીંગ ફૉર મની)

તમને કાંઈ પૈસા જોઇતા હોય તો તમે મને કેમ કેહેતા નથી? If you want any money, why do you not tell me? (ઇફ યુ ઉવૉન્ટ ઍની મની, ઉવાહૅ ડુ યુ નૉટ ટૅલ મી?)

કારણ મને તમારી પાસે માંગતા શરમ લાગે છે. Because I feel ashamed to ask from you. (બીકૉઝ આઈ ફીલ અશેમ્ડ ટુ આસ્ક ફ્રૉમ યુ)

તમે મને પૈસા ઉછીના આપવાને ના કેમ પાડો છો? Why do you refuse to lend me money? (ઉવાહૅ ડુ યુ રીફ્યુઝ ટુ લૅન્ડ મી મની?)

